श्री नीराकार निरंजन.

# મુરાદ સુબોધ પદ સંગ્રહ.

## ભાગ ૧ લો*



રચી પ્રસિદ્ધ કરનાર—

મુરાદખાં ઉર્ફે આયલ બીન સમશેરખાં
બહેલીમ. વાસી-ખેરાલુ.



અમદાવાદ.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

સન ૧૮૯૨ સંવત ૧૯૪૮

४८७२

શ્રીનીરાકાર નીરંજન.

# મુરાદ સુબોધ પદ સંગ્રહ.

## ભાગ ૧ લો.

સર્વ વસ્તુમાં વ્યાપી રહ્યો અવિનાશજી;
તર્કશ્ત્રિ જ્યાં થાકી ગયા તે છે પાશજી.
અનંત અખંડ કથાય પણ રૂદેવાશજી;
આપ અકીલો તે આપમાં રમે રાશજી.
સર્વ ધર્મ સિંધુ ગોતતાં ધરી આશજી;
એકજ મૂળ મંડાણરે મુરાદ દાશજી.

### ककावारी पद १

"મારો નાથ ન બોલે બોલ અબોલ્યાં મરીયેરે." એને મળતોરાગ.

कએ કિરતારનુ લઈ નામ કૃત આદરિયેરે.
खએ ખટરસનો કરી ત્યાગ. એકે ચિત્ત ધરિયેરે.
गએ ગ્રહણ કરી હરિ પ્રીત. દુપદ ત્યજીએરે.
રાખી હામ ઉરે બહુ રીત. એકા એકા ભજીએરે.
घએ ઘુંમતું હરિ રસપી. અગમ મહેલે ચડીયેરે.
चએ ચાતુર્ય રાખી ચીત બેકી થકી લડીયેરે.
छએ છીપછે હુંપદની તોડી મોંતી લઈએરે.
जએ જાચવા હરિની પ્રિત, તપેશ્વરી થઈએરે.

**झ**એ ઝટપટ ચેતો ભ્રાત. જીંદગી ચાલીરે.
**ट**એ ટાલવું ઉરથી ક્રોધ. હરિ પ્રિત ઝાલીરે.
**ठ**એ ઠાઠ કરો હરદમ હરિને ભજવારે.
**ड**એ ડસે નહીં માયા. સજ્યાઓ ત્યજવારે.
**ढ**એ ઢાલ ગ્રહો નિતિ ભુજ કુકર્મોથી વઢવારે.
**त**એ તત્પર થાઓ ભ્રાત. અહામે ચઢવારે.
**थ**એ થરથર કંપવો પ્રાણ. હરિના ભય થકીરે.
**द**એ દિલમાં વસેછે જેહ તેને તું જો સુકીરે.
**ध**એ ધામ એ કાનુંછે ઉર. તેને હશિયેરે.
**न**એ નથી નથી પણ એક તે રૂપે ધરિયેરે.
**प**એ પરાયો નથી અહીં કોઇ જાગીને પેખોરે.
**फ**એ ફરી ફરીને દેહ મળે નહીં લેખોરે.
**ब**એ બડભાગીછે તેહ જેણે એક નિર્ખ્યોરે.
**भ**એ ભણ્યો ન હરિનું નામ. તેજ છે મૂર્ખોરે.
**म**એ મરી જોતું અધમોત. જેથી ભય ભાગેરે.
**य**એ યોજો કે જીવ છે કોણ રવિ જોત જાગેરે.
**र**એ રટો બ્રહ્માંડનો નાથ. બીજાછે અનૃતરે.
**ल**એ લક્ષમાં લાવો અલક્ષ પાળીનીજ સૂવૃત્તરે.
**व**એ વૃથા છે ભક્તિ વૃથા. એક વિણ ભ્રાતારે.
**श**એ શુદ્ધ એકાથી ચિત્ત. રાખવું જ્ઞાતારે.
**स**એ સફળ કરીલો જન્મ ફરી નવ આવેરે,
**ह**એ હરદમ એકછે એક મુરાદખાં ગાવેરે.

# ૧ नसीहत विषे पद.

## રાગ કાફી.

અંગમાં દ્રીધારીરે આરી ભ્રાત ફરે છે,
અવતરને આરોહેરે નિરંતર વ્હેરેછે. અંગમાં દ્રી०
વેરાતાં વેરાતાં અંતે નક્કિ ચિરાઇ જશે તે છેક,
રૂતણા રાશીમાં સાંભળ અગ્નિ પડીછે તલ એક;
દાહી ભસ્મ કરશેરે કાગળ નાના વેતરેછે,
અંગમાં દ્રીધારીરે આરી ભ્રાત ફરેછે.
દુનિયા રૂપ ઉધનમાં તું કુસુમ રૂપ ખિલ્યો,
પણ કરમાઇને અઘ કેશ્વસ ખરવુંછે તે ભુલ્યો.
કાષ્ટની પ્રતિમાથીરે વ્યર્થ નેહ ભરેછે.
અંગમાં દ્રીધારીરે આરી ભ્રાત ફરેછે.
નૃત્ય કરે નટ વસ્ત્ર આભુષણ રંગ બેરંગી સજી,
લટકા ચટકા બાણ મૃગાક્ષ દેશે તે શુદ્ધી દેતજી.
પણ છે એતો પુરૂષરે મોહ જાળે કાં મરેછે,
અંગમાં દ્રીધારીરે આરી ભ્રાત ફરેછે.
વિવિધ પરકારનાં યંત્ર ચાલેછે દેહા નગરીમાં,
નવ પેખ્યા ને રહ્યો અજાણ્યો ચિત્ત ન ચોટયું હરિમાં.
ચક્ષુના આશ્રુથીરે તૃશા શિતલ્વા ચિત્ત ધરેછે,
અંગમાં દ્રીધારીરે આરી ભ્રાત ફરેછે.
વાજીત્ર વિચિત્ર વાગે કાયામાં વળી સુવિધ ક્રિડા રચી.
અખિલ બ્રહ્માંડનું ચિત્ર અંતરમાં ચિતરિયુંછે ખચી;

મુરાદખાં કહેછેરે મણિ ત્યાગી ગીર હરેછે,
અંગમાં દ્વીધારીરે આરી ભ્રાત ફરેછે.

## *પદ ૩ રાગ સદર.

ખાંડછે વેળુમાંરે ચખાય તે કિડી થઇ,
સોયતણા અગરમાંરે કુંજર નવ શકે વહી. ખાંડછે.
કાજળ રૂપ તું થાયજ જ્યારે ત્યારે અંજાયે ચક્ષ,
મોદકમાં ઉદી ભળી હોય તો કો ન કરે તેનો ભક્ષ.
મીન ન ઝલાએરે પણ વેશ બગ લઇ,
ખાંડછે વેળુમાંરે ચખાય તે કીડી થઇ.
સરો વૃક્ષને કદી ન બેસે ફળ તું સાંભળ ભ્રાત,
ઉદય થયો હોય અરક પરંતુ નિંદ્રા વશને તોછે રાત.
ગુલાબ શિર્શ કપાએરે ત્યારે પુષ્પ બેસે સહી,
ખાંડછે વેળુમાંરે ચખાયને કિડિ થઈ
રાખ થાય તો અગ્ની ન દાહે ન બાળે કાષ્ટ હોય લેશ.
અહલ્યા ગાવણ દશે નહીં કે કેવાછે અવનિ પરદેશ.
દંડ લંગ વાળાનેરે જકાતી શું કરે ગ્રહી,
ખાંડછે વેળુમાંરે ચખાય તે કિડિ થઈ.
પય જમાવી મહી કરે ને મહી જમાવી કરે છાશ,
તેપરથી માંખણ તારીને તાવી બાળે ક્યાશ.
પછી ધૃત કહેવાએરે દીપ થાય કરો જઈ,
ખાંડ વેળુમાંરે ચખાય તે કિડિ થઈ.

---

* આ પદ પણ બ્રહ્મજ્ઞાનીછે.

લોહ સર્વ ધાતુમાં હલકું પણ નિર્ખો તે ભ્રાત,
હુતાશનમાં પિઘળી પિઘળી ઘણુની ખાય અતિ ઘાત.
પછી તેની અસિરે યોદ્ધાઓના ચિતને લહી,
ખાંડછે વેળુમાંરે ચખાય તે કિડિ થઇ.
આ વાતોમાં ભેદછે અનહદ પણ બોધે સુસંત,
અવર ગોથાં મારે નાહક પામે નહીં તે તણો અંત.
મુરાદખાં કહેછેરે ભુંડું ભલું કથશો કઇ,
ખાંડછે વેળુમાંરે ચખાય તે કિડિ થઈ.

પદ ૪ ભુલ્યો મન ભમરાને મળતો **રાગ.**

વૈરાગ્ય અતિ કષ્ટ પામેછે કળિયુગમાં હે ભ્રાત,
તેને જોઇએ સૂરસ ભક્ષવા ભુખે મરે દિનરાત. વૈરા.
ઉચાળો ભરાવ્યો તેના ગ્રહમાંથી જેછે તનમાં હૃદય,
નિવૃત્તિ માતા બેન ભ્રાત નવ હાંકી કાઢિયા સર્વય. વૈરા.
વિવર અરણ્ય નદી તટ સઉ તેની ક્રિડાના જે ઠામ,
ભયંકર દિસેછે ભયામણા કોઇ જ્યાં વસિયાછે ગ્રામ. વૈરા.
ક્યાં ગયા અડગ તપેશ્વરી ક્યાંછે ઋષિ મુનિરાજ,
ક્યાંગયા સંત ભક્ત યોગીયો ક્યાંછે ધ્યાની જ્ઞાની આજ વૈરા.
એકલો મુકીનેરે તેહને સૌ ચાલ્યા ગયા હાય,
રૂદન કરે ટળ વળે અતિ જેનું વર્ણન ન થાય. વૈરા.
નરપતિ લાડ લડાવતા રંક વંદતા જે પાય,
તેને ભિક્ષા અધ નવ મળે હાંસી કરે જ્યાંહાં જાય. વૈર.
મહિપતિ પ્રત્યક્ષ જઈ કદી કથતો ત્યાગી દે રાજ,
કથન તેનું શિર ચઢાવીને ત્યજતો સિંહાસન તાજ. વૈરા.

બ્રહ્માંડપતિ તેની પ્રભા દશી શર્માતો અતિ સદ્ય,
તેત્રિસ કોટી દેવનો પતિ ભિક્ષા યાચેછે અદ્ય. વૈરા.
સુજનો મિટિને આ પદને દયા આણી રૂદે લેશ,
મુરાદખાં કરજોડી ઉચરે તેને બોલાવો મન દેશ. વૈરા.

**૫ પદ રાગ મજકુરને મળતો.**

ગંદી કાયાનો શો ગારવો ક્ષણુમાં વણુસી તે જાય.
ઉધાઇ લાગી હોય કાષ્ટમાં તેવીછે તારી કાય. ગંદી.
ઝાકળના મોતિયાં એવમ્ ઈત્થમછે ભ્રાત દેહ,
મૃત્યુનો ભાણુ પ્રકાશતાં ઉડે ધુંઆ રૂપી તેહ. ગંદી.
નીરના પરપોટા સમ તુલ્ય આ અંગ સાંભળ ભ્રાત.
કાયાપારો મૃત્યુ અગ્નિપર નિર્ખિ મેલો ઉત્પાત. ગંદી.
વાતાવરણુ રૂપ દેહછે વહી જશે પળ માંય,
વ્યર્થ ગરૂર આણી ધુધવે વામા મળશે તે કયાંય. ગંદી.
રેન જીંદગી દિન મર્ણછે દિન રૂહે રેન જાય,
કર્મ કરેલાં ઘનઘોરમાં અંતે ચાવાંરે થાય. ગંદી.
તરૂપરથી ફળ પડતાં જેટલી લાગે વાર.
દેહને વણુસતાં વારનવ. લાગે તેટલી ધાર. ગંદી.
કાગળના નાવમાં બેશિ તરવા છે સમુદ્ર.
એક મોજે યાતો બે મોજે ડુબી જશે તે બધુ. ગંદી.
વિચિત્ર કારિગર કારીગરી સર્વનો થયો નાશ,
મૃત્યુ આગળ ચાલે નહીં સર્વ છે ત્યાં ઉદાસ. ગંદી.
મહીપતિ કયાં અને છત્ર કયાં કયાં પ્રાસાદ ઉદ્યન,

સામંતયો યોધ્ધા સુભટ સઉ કયાં ગયા કોશ ધન. ગંદી.
પાર્વતિ મહાદેવ કયાં ગયા કયાં છે લક્ષ્મણ રામ,
કૃષ્ણરાધા રૂક્ષમણી કયાંગયા કયાંછે ગોપિયોના ધામ. ગ.
કયાં છે હરિશ્ચંદ્ર સત્યવાદી. કયાંછે શ્રવણપિતૃભક્ત.
કયાં ગયા પાંડવ કૌરવો કયાં ગયો લંકાયત. ગંદી.
કયાં છે વિક્રમ અને ભૃતૃહરિ કયાં છે શાલી વાહન ભોજ.
કયાંછે તે ત્રિસ કોટી દેવતા સૌને ભક્ષી મૃત્યું સોજ. ગંદી.
કયાંછે લઘુપણું તાહરૂં કયાં છે સગા સહોદર.
તારી દષ્ટીનીરે રૂબરૂ ભંગ થયા કેટલાં ઘર. ગંદી.
પિંગળા કયાં છે તેનું મોહકયાં કયાં છે ફળ ખાસદાર.
કયાં ગયાં હઠીલાં કુંવરિ કુંવર કયાં કુબેર સાહુકાર.ગંદી.
કયાંછે પેગમ્બરો ઇશ્વરી કયાં આબીદ ને સાલેહ.
કયાંછે અડગ કિરતાર મિત્ર, સઉએ ત્યાગીરે દેહ. ગંદી.
માટે તરૂ જીંદગી ભોમપર, રોપ સુકર્મતણું,
અલક્ષાની ભક્તી રૂપી ઉદક સિંચી ઉછેરરે તું. ગંદી.
અધ જીંદગી મૃત્યુશ્વસ પછી ફળ મળે તે તણા.
મુરાદખાં કરજોડી ઉચરે, ઇતિ કથિયા ઘણા. ગંદી.

## પદ ૬ રાગમજકુર.

દુનીયા નદી કેરૂં પુરછે જોતામાં વહી જાય.
ડુબકીમારે સમઝયા વિના ઘણાં ગોથા તે ખાય. દુનીયા.
તેમાં વહે નીર પાપનું હાથે નવ ચઢે કંઇ.
જેમ ધુમાડાનાં બાચકાં ચઢે અવકાશ જઈ. દુનીયા.

સુર્યનું તેજ જોયાં કરે. આંખે આંધળો થાય.
દુનિયા પણ તેમ અર્થ જોગ કામમાં વપરાય. દુનિયા.
જે લોક ફસિયા આ જાળમાં છૂટતા ન છુટાય.
દુખ દરિયાના નીરમાં અંધારે ગોથાં ખાય. દુનિયા.
ગુણીકા જેવી છેરે દુનિયા અધ. હોય તારી સાથ.
બીજે રોજ જુએતું બીજા સાથે બીડી હોય જઈ બાથ. દુનિયા.
તારા જેવા મૂર્ખ પ્રાણીયા. થયા થાશે ઘણા.
એમનું એમ ચાલ્યું જાયછે તેમાં નહિ કંઈ મણા. દુનિયા.
આખી પૃથ્વીના જે રાજ વીશી ખબર કયાં ગયા.
મરિયા બધા સુખ દુઃખથી અહીં કોઈ નવ રહ્યા. દુનીયા.
તેથી સમઝ અલ્યા માનવી ખાશે તુજને પણ મોત.
મુરાદખાં ઇશ સંભારી લે જેછે અખંડ જોત દુનીયા.

## પદ ૭ રાગ માઢ ત્રીતાળી.

(વીરા વેશ્યાના યારી, હાથમાં ઝારી, ઉભા અટારી, પેલા તમારા પ્રાણ.) એ રાગ.

અલ્યા પામર પ્રાણી. ભક્તિ ન જાણી દિલમા ન આણી
પ્રિતિ હરિની લેશ હે પ્રિતિ હરિની લેશ.
વદે મુરાદવાણી. લેકર્ણમાં તાણી તું રહ્યા રૂપજાણી.
પ્રિતિ ન આણી. દિલમાં હરિની લેશ.
(હે) ગઇ જવાની. થઈ જે થવાની હવેશુ લાવે રોશ.
રોશ આણીને થશે હવે શું રસ્તો રહ્યો સો કોષ.
વદે મુરાદ વાણી લેકર્ણમાં તાણી. દિલમાં ન આણી.
ભક્તિ ન જાણી પ્રિતિ હરીની લેશ.

(હે) પોતાની બુધ્ધિથીને પોતે વખાણી સુંઘ્યો ન અમૃત ફૂલ.
ફુલની વાસના ફેલી બ્રહ્માંડમાં મળતી હતી બેમૂલ.
વદે મુરાદ વાણી લે કર્ણમાં તાણી. ભક્તી ન જાણી.
દિલમાં ન આણી. પ્રિતિ હરિની લેશ.
પ્રેમ કરી તુને પાળ્યો પર બ્રહ્મ લાવ્યો ન ઊરમાં તેહ.
ફરતો ફર્યો ફક્કડ બનીને લ્યા ભુલ્યો લેવાનું જેહ.
વદે મુરાદવાણી. લેકર્ણમાંતાણી ભક્તિ ન જાણી.
દિલમાં ન આણી. પ્રિતિ હરિની લેશ.

## પદ ૮ રાગ કાફી.

દેહ તારી જાશેરે એક દિન નક્કી પડી માટે જોને જાગીરે.
સુબુધ્ધીના મહેલે ચડી. દેહતારી.
તારૂં મારૂં કર્તા કર્તા ખુટિયું જીંદગીનુ ધન.
તોએ તારાં ચક્ષુન ઉઘડયાં હરિથી નવ બાંધ્યું મન.
ખોયું આયુષ્ય એળેરે. વાતો કરી વડી વડી,
દેહ તારી જાશેરે એ કદિન નક્કી પડી.
મહારણમાં ઝરો મળ્યો પણ, નીર ન જરા સંઘર્યું.
પછી કંઠેકાંટા પડયા તો, જળજળ જંપ કર્યું.
પ્રભુ જળ મોકલેરે. પ્રાણ જાય અબ ઘડી.
દેહ તારી જાશેરે. એક દિન નક્કી પડી.
એમ કરે કંઈ નીર મળે નહી કુટીને શિશ મરે,
પછી નીરાશ થઇને પોતે, પોતાપર દોષ ધરે.
આદી કાંન ચેત્યોરે. સઇ નત્ર આવે ઘડી.

દેહતારી જાશેરે એક દિન નક્કી પડી.
ભુપતીએ હીરા આપ્યો તે ખર્ચ્યો નકામે ઠામ.
અંતે નેત્ર મસળવા લાગ્યો પાસે રહ્યો ન એક દામ.
પહેલાં બુધ્ધી નહોતીરે. ખર્ચી નાંખ્યા પછી જડી.
દેહ તારી જાશેરે. એક દિન નકકી પડી.
આ અવસર તુને ભક્તી કરવા આપ્યો છે પૃથ્વીનાથ.
તે તણા બદલે પાપના વૃક્ષે ભીડી છે જઈતેં બાથ.
મર્મ નહીં સમઝયોરે. કાયા કોણે શાણે ધડી.
દેહ તારી જાશેરે એક દિન નક્કિ પડી.
વ્યર્થકર્મો કરવા લાગ્યો જાણ્યું ન મૃત્યુ કેરૂં ભય.
મોહ કામને માયાની અગ્ની એ. જીંદગી કરી તારી લય
લ્હાય આવી દ્વારેરે. પછી નવ વાટ જડી.
દેહ તારી જાશેરે એકદિન નક્કિ પડી.
પત્થર મનનો પ્રાણી તું છે. લાગણ થતી નથી લેશ.
હરિનું તેડું આવી ગયું જો ધોળા થયાછે કેશ.
મુરાદખાંશું થાશેરે. જ્યારે મોત આવી ખડી.
દેહ તારી જાશેરે એક દિન નક્કી પડી.

## પદ ૯. રાગ મજકુર.

પિંજરમાંથી પક્ષી રે, ઉડીને લ્યા જ્યારે જશે.
પછી શોચ પાછળરે શી માલુમ શુંરે થશે. પિં.
કોઈની ન માની શિક્ષા ઉરમાં. કામ મોહમાં ફર્યો.
સાચાને જુઠું સમજ્યો ને જુઠાપર ધ્યાન ધર્યો.
ખોટું નાણું સાથે રે. તે તો કેમ ચાલશે.

પિંજરમાંથી પક્ષીરે, ઉડીને લ્યા જ્યારે જશે.
માયાના અંધારે ફરિયો. હર્ષિ હર્ષિને વિશેષ
એવું ન આણ્યું દિલમાં કદિ કે જાવું પરાયા દેશ.
પછી મૃત્યુ પાછળ રે નર્કમાં જઈ વાસો વશે.
પિંજરમાંથી પક્ષી રે ઉડીને લ્યા જ્યારે જશે.
ઝાકળનાં મોતિડાં જોઈ. સાંચાં સમઝીને નાંખ્યો હાથ.
પાણી હતુ તે જાણ્યું નહીં નવ આવ્યું તેમાંથી કશુ સાથ
નિશાનના ભુલ્યો રે. શિકાર નહીં આવશે.
પિંજરમાંથી. પક્ષી રે ઉડીને લ્યા જ્યારે જશે.
ભ્રમરી ફરે રસ પુષ્પ કમળપર પ્રેમના જોરસાથી
પણ રજની થતાં કળીમાં સપડાઈ પ્રભાતે છુટે તે થકી
એવામાં હસ્તિણી રે આવીને જો ચાવશે.
પિંજરમાંથી પક્ષી રે ઉડીને લ્યા જ્યારે જશે.
તેવી રીતે તું મોહ લોભમાં આવી લપટાણો અહિં
ગજની પેઠે જમદુત આવી. ઓચિંતા લેઈ જશે કંઈ
ઠાલા હાથે જાવું રે. પછી તુને લ્યા પડશે.
પિંજરમાંથી પક્ષી રે ઉડીને લ્યા જ્યારે જશે.
ધુમાડાના બાચકે બાથજો ભિડેતો હસ્તમાં નવ કંઈ ચઢે
ઉલટા બાહુ દુખવા આવે ને વસ્ત્રપર મેશ પડે.
મુરાદખા નયને પેશે રે. પછી અતિ દુઃખશે.
પિંજરમાંથી પક્ષીરે ઉડીને લ્યા જ્યારે જશે.

**પદ ૧૦. રાગ કાફી.**

મૃત્યુ પહેલાં મરવુંરે, કે મોત તણો ભો ભાગે.

બુદ્ધી હોય જેને રે તે તો ચેતી લેજ આગે. મૃત્યુ.
મરતી વખતે કોણ જાણે કે શું ગુજરેગ્ઉપર.
અવરજમરી. મરી જોવું. કે અંગ થાય અમર.
શુદ્ધીમાં કરેલું રે. કૃત્ય થાય અનુ રાત્રે.
મૃત્યુ પહેલાં મરવું રે મોત તણો ભો ભાગે.
ભાડા તણા ઘરમાં વસનારો આદીથીજ ચેતી.
આપમાલિકું ઘર બનાવે તેનેજ બોધો વેતી.
બીજા બુદ્ધી હીણારે, મૂદત પુરી થએ જાગે.
મૃત્યુ પહેલાં મરવું રે મોત તણો ભો ભાગે.
કૃષી ખાતર ક્ષેત્રમાં નાંખે વરસાદ આવ્યાં પ્હેલ.
જયારે મેહુલો વરસે ત્યારે પાક સારો થાય રહેલ.
તેને જાણો પાપી રે! કુપ ખોદે આગ લાગે.
મૃત્યુ પહેલાં મરવું રે કે મોત તણો ભો ભાગે.
કિડિનું ચાતુર્ય પેખો કે. કેવું છે ડહાપણ,
પોતાને કિંચિત માત્ર ખાવું પણ. નિધીની કરે જાગણ
મુરાદખાં કહે છે રે! પસ્તાશો અંતે દેહ ત્યાગે.
મૃત્યુ પહેલાં મરવું રે. કે મોતતણો ભય ભાગે.

## પરમેશ્વરની હજુરમાં આજીજી વિશે.
## પદ ૧૧. ઠુમરી–ભૈરવીની ધુનમાં.

ગુનાહ ભયે મોરે માનિંદ દરિયા.
તોરી બક્ષીસ પર ધ્યાનમો ધરિયા.
ખોફ્નાહીં કછુ કરિયારે તોરી બક્ષીસપર ધ્યાન મેં ધરીયા. ગુના.

દેર નાહીં તુઝે બક્ષદે તું મુઝે, અખંડ કૃપાનિધી ભરિયારે.
નામ તેરા દયાનાથ કહાવત, નાહીં ભયા મોહે મજરિયારે.
તેરી બક્ષીસ પર ધ્યાનમો ધરિયા.
ચાહત તિરને ફામેરૂ કરત હૈ. લાગત નાહીં પલ ધરિયારે.
કરત હૈ ભિક્ષુક કોતુ રાજા. ઐસા તો રાત ન બોલિયારે.
તોરી બક્ષીસ પર ધ્યાનમો ધરિયા.
બીન્તી કરત હું રોકે મરત હું. બક્ષ ગુનાહમો એ કરિયારે.
સાંયાં મુરાદખાં કો પાસ બોલાઓ, ઐસી ઉમેદ મન ધરિયારે.
તોરી બક્ષીસ પર ધ્યાનમો ધરીયા.
ખોફ નાહી કછુ કરિયારે. ગુનાહ ભયે મોરે માનીંદ દરિયા.
પદ ૧૨. રાગ—મન માને નહીં સો ફેરા સમજાવું તોએ શું થાએ
ચેતો સજ્જનો, અશ્વોમ્મર વિજળીના વેગે જાયછે.
તમને ખબર નથી? કે દિવસ જાય તેમ જીંદગી ઓછી થાયછે.
તમે જાજરા ઝાઝમાં બેઠાછો, અને મૃત્યુના સમુદ્રમાં પેઠાછો.
ઝાઝ ભાગશે તો નક્કી હેઠાછો. ચેતો સજ્જનો.
જેમ કસાઈના ગ્રહે હોયઅજા. તેની છરી વતી જુઓ થાયકજા.
તેમ મૃત્યુની આપણને છે સજા. ચેતો સજ્જનો.
જેમ નીરમાં માછલીયો ફરતી. હશી ખુશીથી આમનેતેમ તરતી.
પણ લોભથી જાળમાં ફસી મરતી. ચેતો સજ્જનો.
તેત્ર ભક્ષવાધાએ ઉધેઈને, બાજ તેનેજ પછી ઉડે લઇને.
મૃત્યુ કષ્ઠુસે અંતે તે નિરાશ થઈને. ચેતો સજ્જનો.
જેમ કાષ્ટમાં ઉધેઈ લાગી. તેમ દેહ તારીછે જો જાગી.
જીવ જશે મુરાદખાં નકકી ત્યાગી. ચેતો સજ્જનો.

## ૧૩ પદ રાગ મજકુર.

મન માયા પતિ, જે નારીને તું મોહ્યો તે અતિ ધુતારી છે.
મોહ જાળ તણી, ફાંસી તે પાસે બહુજ અટારી છે.
તુને ફસાવી ફંદામાં નાંખી. પછી કેદી બનાવી પોતે રાખ્યો.
તારાં બત્રીશ ભોજન જશે ચાખી. મન માયા પતિ.
આદીપ્રિત કરી અંતે દુ:ખદેશે તારૂં જોબન જુવાની હરીલેશે.
છેવટ કંડે બેશીને તે રૂધીર પીશે. મન માયા પતિ.
બાજી બાજીગર રીતે દેખાડી. ધન્યજીદંગીછે તરીલે આડી.
કુપ કષ્ટમાં નાંખે તે પછી પાડી. મન માયા પતિ.
જેમ દુધમાં સાકર હોયમળી તેમ તારામાં પણ તે જાયભળી.
તુને બાળીને પોતે થાય ઉજવળી. મન માયા પતિ.
જેમ ઉદકમાં લુણ જાય ગળી, તેમ તારામાં પણતે જાય મળી.
પછી પાયતે જોબન કુંડમાંથી ગળી. મન માયા પતિ.
તું હર્ષ આણીને જેપરધાયો. અને પતંગીઆ પેઠે અંજાયો.
તે માયા નારીછે મુરાદખાં ગાયો. મન માયા પતિ.

## પદ ૧૪.

પ્રાણીયા મોત તારા માથેરે, પ્રિતડી બાંધ હરી સાથે. ટેક.
સુખના છે સૌ સાથી તારા. દુખમાં ન કોઈ પુછેરે ભાઇ.
દુખ પડે કોઈ પાસેન આવે એમ કહેની શું છે. પ્રાણી.
એક દિવસતું થાય તવંગર થાય ભીખારી પલમાંરે ભાઇ.
ક્ષણુ એકમાં ગોથાં તુંમારે. દુઃખ દરિયાના જલમાં. પ્રાણી.
એક વખતતું નાત જાતમાં માનીતો સૌ જનનોરે ભાઇ.
એક વખત એવો પણ આવે. કોઇરહે નહીં તનનો.પ્રાણી.

વખત વખતની છાંયડીછે અને દુઃખસુખનાંછે જોડાંરેભાઈ.
વિપત્તી વખતે ખપમાં આવે એવા સીંહનર થોડા. પ્રાણી.
દુનિયાતો વિતિજશે. જયમ ત્યમપણ તરવા મહા દરિયારેભાઇ.
ભલાભલા ભાઇ ડુબીગયાછે કોઇજ હરિજન તરિયા. પ્રાણી.
તરવાછે ત્યાં સાતસમુંદર મોટા મોટા મહા જલધરરે ભાઈ.
પુન્ય ભક્તી ત્યાં પાર ઉતારે. નહીંતો મરેતે અંદર. પ્રાણી.
અલ્પ ઘડીની દુનિયામાં તું લીન થજે નહી પ્યારા ભાઈ,
મોત મરણને સ્વર્ગ નર્કના પાવટછે અટારા. પ્રાણી.
તરૂણ પણાપર ભુલજે નહીં તું મોતે સર્વને ખાધારે ભાઇ,
તારાં નેત્રની આગળ મૂરખ મન કેટલા તરૂણો સાધા. પ્રાણી.
એક ઘડીની ખબર નથી કે શું થાશે પળ પાછળરે ભાઈ.
તુંતો તર્કના ઘોડેસ્વારને દોડાવે સોગાઉ આગળ. પ્રાણી.
ઘડપણમાં તું ભક્તિ કરે શું જવાનીમાં નવ થાએરે ભાઇ.
અમુલ્ય પળ મે અમુલ્ય ઘડીયો જોતાં જોતાં વહી જાએ. પ્રાણી.
જમડો આવી ગફ્લતમાં પછી એક દિવસ લઈ જાશેરે ભાઈ,
કરવું હોય તે કરી લેહમણાં પાછળથી પસ્તાશે. પ્રાણી.
સમઝાવીને થાકયોરે મનડા તોપણ તું નવ સમઝયોરે ભાઇ.
નિરાશ થઇને મુરાદખાં કહેછે ચાહે કુવામાં પડજો. પ્રાણી.

## પદ ૧૫ જ્ઞાનનાં પદો.

શ્રોતા શ્રાત આત્મને શોધો અંતરજામી ધામને બોધો.
તર્કી નિજ ક્રોધ અને માયા ગલીગલી નિર્ખી વળો કાયા શ્રોતા
વદેછે ને કોણ વદે તનમાં કલ્પના કવણ કરે મનમાં,
કઇ કોણ પામેછેરે ભ્રાતા એશ કરી કોણ બન્યો તાતા. શ્રોતા

ઇચ્છા કોણ કરે ભક્ષ તોહી દેહમાં કોણ વસેછે ધણી,
આપે કોણ શિક્ષ ગુન્હો કરતાં ખુશી કોણ થાય હરિ હરતાં, શ્રોતા.
સુણે કર્ણ પેક્ષે કવણને નેત્રે ગર્વ અરિ કેને પ્રિતી મિત્રે,
દર્શાવોતે ભેદ ખુલાસો કરી મુરાદખાં હામ ઉરે અતિ ધરી. શ્રોત

## પદ ૧૬. રાગ કાફી.

અચળ અડગ શોધોરે ! દિશ ચુગ બારી ઉઘાડી.
તે પછી દ્વીપરદારે તેમને પણ નાંખો ફાડી. અચળ.
જળહળ જોત ઝળ ઝળાકરે પ્રકાશીછે ત્યાં ભ્રાત.
બહાલ ગમ કે પળ ઘડી નહીં વળી દિન નહીં ત્યાં રાત;
નીરાકાર નીર અંજનરે ઝગ મગ ઝગ મગ ખીલી વાડી. અ.
હું નહીં અને તું નહીં પણછે ત્યાં એકજ રૂપ,
ઉદકની કળી ટશિયામાંથી ડુબાવી દેશે પછી કૂપ,
તેલ બળી જોત થાશેરે બીને દશતાં દેખાય ઝાડી. અચળ.
રૂપ રંગ ત્યાં કશું નહીં વળી આયાનું ન રહે ભાન,
શું હતુંને શું થઈ ગયું અને કોણ ભયો ગુલતાન,
પર્ખાયન અબતોરે કયો સિંધુ કેઈ ખાડી. અચળ.
મણી સર્પને ગળી ગઇને હીરાએ ગળિયો પર્વત,
વિજળીએ વાદળ સૌ ગળિયાં પથર ગળી ગયું ધૃત,
શશિ રવિને ગળિયોરે કાયરે ફોજ નસાડી. અચળ.
વાટ દીપને ગળી ગઇને સોય ગળી ગઈ તોપ.
ખડગે તો યોદ્ધાને ગળિયો વૃક્ષને ગળી ગયું રોપ,
મુરાદખાં કહેછેરે કિડિએ અવની ઉપાડી. અચળ.

## ૧૭ પદ રાગ સફર.

અણુહદ સુર્ય ઉગ્યારે, જાગીને જો નિંદ્રામાંથી,
રજનીછે કે દહાડોરે નિંદ્રાવશ જુએ કયાંથી;
તુંતો નિશાજ જાણી મનમાં આખી ઉમર ઊંઘ્યો,
હરિ પ્રેમનાં પુષ્પ હતાં તે જાગીને નવ સુંઘ્યો.
લંકા તો લૂટાણીરે ! ગઇ બાજી ઉંઘવાથી,
અણુહદ સૂર્ય ઉગ્યારે જાગીને જો નિંદ્રામાંથી;
ચેત હજુ ચેતાવું તારી જીંદગીછે જો બાકી,
કર ઉદ્યોગ હરિ રસ પિવા બેસી ન રહે થાકી.
કર્મ કરે તે પામેરે ફૂળ મળે જ્યાંથી ત્યાંથી,
અણુહદ સુર્ય ઉગ્યારે જાગીને જો નિંદ્રામાંથી
કામ ક્રોધના સર્પને મારી હર્ષિને લે લ્યા મણી,
ઝરણાનો પહાણો તોડ્યા વણુ ન મળે હિરો કે કંણી,
લંકા કયાંથી ભાળેરે તર્યા વણ દરિયામાંથી,
અણુહદ સુર્ય ઉગ્યારે જાગીને જો નિંદ્રામાંથી
હિરા કેરો મેહ વર્સેછે તારી દ્રષ્ટીની આગળ.
લેવાં હોય જેટલાં અહિંયાં લે ન મળે મૃત્યુની પાછળ.
ક્ષેત્રછે આ દુનિયારે ? ફૂળ મળે વાવવાથી,
અણુહદ સુર્ય ઉગ્યારે જાગીને જો નિંદ્રામાંથી.
કયાં સુધી સમજાવું તુંજને તું નફ્ફટછે નથી લાજ,
મણિ મળવાનું કૃત્ય તજીને શિળા મળવાનું કરે કાજ.
મુસદખાં મર્વુ આથીરે કોટી ભલું જીવવાથી,
અણુહદ સુર્ય ઉગ્યારે જાગીને જો નિંદ્રામાંથી.

## ૧૮ પદ રાગ સદર.

બગલમાંછે પુત્રરે હાલી પૂર શોધી વળી,
દૃષ્ટી કરી નીચેરે પછી તેતો પાશે મળી. બગલમાં.
બ્રહ્માંડ આખું નિર્ખી વળ્યો પણ ક્યાંએ ન હરિ દિઠા.
પછી પોતે પોતાને વંધો તો વશ્યા મેં નામ મીઠા.
દિલ તણી વાડીમાંરે સુયરૂપ ખીલી કળી,
બગલમાંછે પુત્રીરે હાલી પુર શોધી વળી.
અતિશે મંત્રો ભણ્યા બહુ દિન પણ કંઈ અસર નવ થયો.
જ્યારે દેહજ શોધી ત્યારે મનમાં આવીને તે રહ્યો.
પતંગીયાની પેઠેરે દૃશ્યા હરિ દીપે બળી,
બગલમાંછે પુત્રીરે હાલી પુર શોધી વળી.
ધર્મ સર્વ તપાશી જોયા તો વાડા જેવાછે સર્વ,
પોત પોતાના મતને વખાણે રાખીને ઉરમાં ગર્વ.
એમાં શું રંધાએરે એતો વાતોછેરે ચળી,
બગલમાંછે પુત્રીરે હાલી પુર શોધી વળી.
પારાની પીટે પ્રેમ હરીમાં બજે ન સંઘરે રાખ.
માછલી નીરવીના જેમ તલ્પે તેવી રીતેજ પાડે સાખ.
મીઠા ગોડે વારીમાંરે પેખે ઇશ્વર પ્રેમે ધળી.
બગળમાંછે પુત્રીરે હાલી પુર શોધી વળી,
વેદ પઢે લોકોમાં બેશી યાચવા ધનને વન,
કુરાન કિતાબો પણ તે રીતે હરિ પ્રેમે પઢે કોઇ જન.
દુનિયા તો મક્કરથીરે ખાવી એવી વાત સાંભળી,
બગલમાંછે પુત્રીરે હાલી પૂર શોધી વળી.

જે તણા દિલમાં પ્રિત હરિની વાસયલ્ર હોય લગાર,
તેતો ઉપરની કહેવતને કદિ નવ માને તલભાર.
હરિના જન તો સમઝેરે સરખી ગાદી કાંબળી,
બગલમાંછે પુત્રીરે હાલી પુર શોધી વળી.
ઈશ ને અલ્લાહ બોલે મુખથી પણ જાણે નહીં તે કોણ.
કામ મોહને માયા મત્સરે રહ્યા કર્તાથી અનજાણ.
મુરાદખાં કહેછેરે છોડો વાતો ઉધાંધળી,
બગલમાંછે પુત્રીરે હાલી પુર શોધી વળી.

## ૧૯ પદ રાગ કાફી.

અગમ્ય અગોચરરે ધામ મારા રાયા તણું,
અશ્વ બુદ્ધી થાકયારે હામ રહ્યું છેટે ઘણું.
ગોળા કલ્પના તણા તાક્યા સર્વેએ કુદરત અંગ,
અંતે હાશ કરી થાકી બેઠા કંઇ નવ ચાલ્યું તેની સંગ.
ગીરીના કિલ્લાનેરે જેમ માર્યું તરણું,
અગમ્ય અગોચરરે ધામ મારા રાયા તણું.
કાયાને કષ્ટી અતિ જને આપી પણ ભેદ ન પામ્યા લેશ,
કોઇએ શિર્શ ધર્યું અવની તળ કોઇએ વધાર્યા લાંબા કેશ.
વસ્ત્ર રંગ્યા ભગવારે કો કર્મ લીટે સોહામણું,
અગમ્ય અગોચરરે ધામ મારા રાયા તણું.
કોઇ જન માળા હસ્તે ગ્રહી ફરતો કોઇ જન છોડી ભક્ષ.
કોઇ હીમમાં ગળવા જાએ કોઇનું કાશીજીછે લક્ષ.
જેમ આવે જેના મનમાંરે તેમ તે ધાએ બમણું,
અગમ્ય અગોચરરે ધામ મારા રાયા તણું.

કોઇ સન્યાસી અતિત બન્યાને કોઇને ગમિયોરે યોગ,
કોઈ રામ રામ નિશ દિન રટે અને ત્યાગ્યા કોઇયે સ્ત્રીના સંભોગ,
કોઈ રાખ ચોળીનેરે ધુતી ખાય જગમાં ઘણું,
અગમ્ય અગોચરરે ધામ મારા રાયા તણું.
કોઇ જોશી અને પંડિત બનિયા વેદ પુરાણો ભણી,
કોઈ વાદ વિવાદ કરી થાકયા કુદરતે બુદ્ધીને તો હણી,
ભટકયા કો મંદિરેરે મણીં આપી લીધું તરણું,
અગમ્ય અગોચરરે ધામ મારા રાયા તણું.
કોઇ પઢે કુરઆન નિરંતર કોઇ મક્કે ધાયા,
કોઇ રાજ છોડી ફકીર બનિયા કષ્ટી અતિશે કાયા,
મુરાદખાં કહેછેરે પાયા ન કોઇ ભેદ અણું,
અગમ્ય અગોચરરે ધામ મારા રાયા તણું.

## ૨૦ પદ રાગ મજકુર.

અખંડ અન અંતારે વ્યાપી રહ્યો ઠામે ઠામે,
તરૂવર પર્ણેરે કણ કણ મુકામે                અખંડ.
આપ વદેને આપજ શ્રોતે અને આપને વખાણે આપ.
અખિલ બ્રહ્માંડમાં તેનાજ નુરની છબી તણીછે છાપ,
કોઇજા અલ્લાહ કહેવાયેરે કોઇ જાભજાય તે હરિ નામે,
અખંડ અન અંતારે વ્યાપી રહ્યો ઠામે ઠામે.
કોઇ જા શોધે પોતે પોતાને તર્ક વિતર્ક ગ્રહી બહુ,
કોઇ જા વદે હું આપ અકિલો હુંજ છું હુંજછું સઉ,
કોઇ જાતે મહિપતિરે કોઇ જા ફરે ભિક્ષા કામે,
અખંડ અન અંતારે વ્યાપી રહ્યો ઠામે ઠામે.

આપજ ડહ્યો આપ દિવાનો આપને મોહિયો આપ,
આપ હિમ થૈ કોઇ જા જામ્યો આપ વાયુ અગ્નીછે તાપ,
આપ જળ હળ જોતેરે ઉગ્યો અર્ક ધામે ધામે,
અખંડ અનઅંતારે વ્યાપી રહ્યો ઠામે ઠામે.
આપ અવકાશે આપ પાતાળે આપવ્યાપ્યો સઉ ખંડ,
આપ અવનીપર આપ સત્ય ગ્રહે આપ દિપમાંને છેહેડ,
જોસ્સામાં તે ભાખેરે, હુ છું નદી સીંધુ ગામે.
અખંડ અન અંતારે વ્યા.
અનઘટ અટપટ કટકટ ઝટપટ વ્યાપિયોછે તે સઘળે,
સૌ ચીજોમાં આપ બિરાજે પણ નવ કોઇમાં તે ભળે,
કાચતણા ગ્રહ ઉપરરે રવિનું તેજ જયમ આવી જામે,
અખંડ અનઅંતારે વ્યાપી રહ્યો ઠામે ઠામે.
કૌતક અનહદ રચે તેપલમાં વળી નાશ કરે ક્ષણ મ્હાંય,
વીજળીના ચમકારાં પેઠે અહીંથી કરી નાંખે ત્યાંય,
એવો એ રંગીલોરે મુરાદખાન ભજો હામે,
અખંડ અન અંતારે વ્યાપી રહ્યો ઠામેઠામે.

## ૨૧ પદ રાગમજકુર.

અભાષીપણ ભાષેરે અરૂપી પણ રૂપ અતિ,
અકર્ણીપણ શ્રોતેરે અનયની પણ વેસ્યેરતી.
નવ દેતે આપણી પેઠે વળી ન શ્રોતે તે તેમ.
ન દશે તે આપણી રીતે નિર્ખાયે છીયે નેત્રે જેમ.
તેની ગતિયો સૌન્યારીરે યમની પણ નવ પહોંચે મતિ,
અભાષિ પણ ભાષેરે અરૂપી પણ રૂપ અતિ,

જે કોઇ તેની વાટિકા એ ચાલે પહોંચી નવ શતે છેક,
જળહળ જોત અપારી નિર્ખી ભુલી જાય બુદ્ધી ત્યાં વિવેક,
ભાન ભુલે હુંપદનુંરે ચહાય તેવો હોય યતિ,
અભાવિયણ ભાવેરે અરૂપી પણ રૂપ અતિ.
દિન કર રૂહથી શશિ તણી જેમ તેજી ઘટેછે ભ્રાત.
પણ અનત ભાણુ પ્રકાશતાં નિશકરની છુપી જાય જાત,
તેજમાં તેજ મળશેરે અખંડ જોત થશે છતી,
અભાવિ પણ ભાવેરે અરૂપી પણ રૂપ અતિ.
ખાળનું ઉદક ગંગામાં નાંખ્યાથી ગંગા જેવું તે થાય,
હરિની જોતમાં તેમ મળે તો તે પણ હરિ કહેવાય,
અમૃતના સિંધુમારે વિષ જેમ નાંખે ઉપ રતિ.
અભાવિ પણ ભાવેરે અરૂપી પણ રૂપ અતિ.
બરાસ કસ્તુરી તણા રાશીમાં લેશજ પડે જો ગંધ,
લક્ષમણ કનકનારસમાં રતિ પુર નાંખે અંધ,
મુરાદખાં કહેછેરે. સુવર્ણ તે થાય રતિ,
અભાવિ પણ ભાવેરે અરૂપી પણ રૂપ અતિ.

## ૨૨ પદ રાગસદર.

ત્રણનારીહ્રી નરનેરે આત્મ શોધો વશ કરી.
શમતા પટ કુળ પહેરીરે વદો એકાતું છેહરી. ત્રણ નારીહ્રી.
શ્યામ રંગ દશાસે આદી, મધ્યે નિર્ખાશે પ્રભાત.
અંતે અખંડ જોત પરચાશે રજની નહીં ને જ્યાં રાત,
જળ હળ અનંત અરૂપોરે. અલક્ષોલક્ષે લેશો ધરી.
ત્રણ નારીહ્રી નરનેરે આત્મ શોધો વશ કરી.

હુંપદનો પરદો ત્યાં ફાટશે, બળશે ત્યાં દેહરૂપી તેલ,
વિચિત્ર દિપક પ્રગટશે ગુફામાં દશાશે તરેહ વિતરેહ ખેલ.
એકી મટી પછી એકીરે, હૈયામાં પરખાશે ખરી.
ત્રણુ નારી દ્વી નરનેરે આત્મ શોધો વશ કરી.
અગમ અગોચર બારી ઉઘડશે જ્યાં હશે નહીં દળસાલ.
એક એક નજરજ આવશે નહી ત્યાં ગમ કે વહાલ.
સિંધુ નિર્ખી કુજામાંરે તાઅજુબ પ્યાલો પીશો ભરી,
ત્રણુ નારી દ્વી નરનેરે આત્મ શોધો. વશ કરી.
બ્રહ્માંડનું મોંહ છુપી જશેને ન દેખાશે પૃથ્વી કે આભ.
તારક મંડળ રવિ શશિ છુપશે હૈયાથી મટશે લાભ,
પોતાતણું નિશાનુંરે જશે ત્યાંહાં મટી મરી.
ત્રણુ નારી દ્વી નરનેરે આત્મ શોધો વશ કરી.
મદિરા અમૃત તણી પીઇને મસ્ત બનશો પછી મિત્ર,
અનંત પ્રકારની વિધા જોશો અને એકાનું હૈયે પડશે ચિત્ર.
મુરાદખાં કહેછેરે આછે મારે તેની છરી,
ત્રણુ ન.રી દ્વી નરનેરે આત્મ શોધો વશ કરી.

**૨૩ ગજલ. બ્રહ્મજ્ઞાન છે માટે દાખલ કરવામાં આવીછે.**

**ધરમેં છુપાથા યાર વો નથી ખબર મુઝે.**
**ભટકાયા મરખરી કે લીયે દરબ દર મુઝે.**
**ઢુંડા ઉસેતા અર્શસે, તહ તુધૈરા તલક.**

---

આવી નીશાનથી એક અક્ષર બે વખત ઉરદુમાં સ-
મઝાયછે માટે અહી પણુ તેમજ સમજવું.

પાયા ન વાંપેપર મિલા દિલ્મેંજીગર મુઝે.
ગુજરીમો હીમ જો મુઝપે ન ગુજરે કીસે પેવો.
કેહેતેથે લોકસ હૈયે સરબ સર મુઝે.
બિસ્મીલ કીમિષ્લ લોટતા ન ચૈનથા જરા.
શમ્એ કીતરહ ઇસ્કમે નથી સબર મુઝે.
દિન જો કેથે ગુજર તેવો દિલ્હી હૈ જાનતા.
હર વકતમો દિખાતિથી નઇ નઇ હશર મુઝે.
હિજરસેથી મોતકી ખુશી મુઝે બહોત.
મરનેસે પહેલે કેહતીથી કે આ કબર મુઝે.
બેદારી મેન ચેનથા નખ્વાબ મે અજી.
બારિશ મેં ભીઆતિ શકે થે દિખતે અબર મુઝે.
પત્થરસે સરકો કુટતાથા જોરસે બહોત.
નઃકુછ ખબરથી મૂમસા લગતા પથર મુઝે.
લાખું તર હકો કોશિશે કરકર કે થક ગીયા.
મિલનેકી કોઈ રાહન આઇ નજર મુઝે.
ગમકાથા ખાના ઐારસોના ભીથા ગમકે તૈં.
તંગીથી ઐસી દૂરથી શામો સહર મુઝે,
ઇતની મૂસીબતું સે મૈં દેખા હૈયાર કો,
ફિરતો દિખાયા નૂરકા યારો બહર મુઝે,
અબ વસ્તલ કે બયાનસે કાસિર હુઈ જબાં,
ભાતા નહીં ઉસ્વક્તસે શહેદો શકર મુઝે,
અવલ તોથે ઉખેડે ઉન્હે બાલો પરસભી.
ફિરકે દિયે હૈં બક્ષ્સ મેરે બાલો પર મુઝે.

અવલ સબીલ મેં હીસારેં થી કરોર હો.
દિખ્તી નહીં ઉસરાહ મેં કોઈ હીસર મુઝે.
અજ હદથા ડરનઃદેખાથા મેં જબ તલક સનમ.
દેખાહે જબ્સે પ્યારે કોનઃકુછહે ડર મુઝે.
ચહેરા હૈઐસા યારકા તારીફ કયાકરૂં.
તારી કલગ તે ચશ્મું મૈં શમ્સો કમર મુઝે,
દેખાતોલા મકાનમેં રમતા હૈબાજીયાં.
બાજીગરીકા ખેલવાં આયા નજર મુઝે.
રસ્તા દીખાયા યારકે કુચેકાઇશ્કને.
હૈરતમેં ડુબતેહેં દેખકે ખીજર મુઝે.
દિખતી હૈંજરોમેંભી તજલી નઈ નઈ.
શુકરે ખુદાહર વકત દિખ્તી હૈકદર મુઝે.
જામેશરા બેપાકકા ફરમાયાનો શજા.
*આયલ બનાહે મસ્ત જબ ચડા ખુમર મુઝે.

## ૨૪ પ્રેમ ભકિતનાં પદો. પદરાગ તારા મુખ જી;
વારરે હોજી,
## માયા લાગીરે મોહન પ્યારા. લે સારરે હોજી.

તારા મુખ કમળ પરવારીરે કૃષ્ણ વિરૂધ્ધા હથીયારરે હોજી,
તારા મૂખકમળ પરવારીરે કૃષ્ણ વિરૂધ્ધલે ઓજારરે હોજી;
રવીશશિ તારા સઉદ અણું રજતુંજળ તલભારરે હોજી,

*મારૂં ઉર્દૂનામ આયલ છે. એ બ કબીલો પરીવારરે હોજી.
આયલ વાપરાવામાં આવે છે, ઓ તો પડે ઘણો મારરે હોજી,
વિતામાં મુરાદખાં.

કલ્પાયન રૂપ તારૂંરે કૃષ્ણ
અખિલ બ્રહ્માડેતુર પ્યારાતારૂં ક્ષણ પૂર.
તુઝ સમતુલ્ય નહીં બીજુંરે કૃષ્ણ.
અનંતાએ અતિપ્રિતે.
રચી છબી અજબ રીતે, ફરી તેવી નવ બનેરે કૃષ્ણ.
અપાર છે શોભાતારી.
દેવોની ગઈ રસનાહારી, મુરાદખા વર્ણવીન શક્યારે કૃષ્ણ.

## ૨૫ ગરબી.

સૂણી ઘેલી થઈ તારૂં નામ હો અલબેલારે.
તારવિના નસૂઝે કશું કામ હો અલબેલારે.
મુન રડતી મૂકીને કયાં જાઓ હો અલબેલારે.
ઉર આકુળ વ્યાકુળ થાય હો અલબેલારે.
બળેહૈયુ અતિદિનરેન હો અલબેલારે.
દીલ એક ક્ષણ નથી લેશ ચેન હો અલબેલારે.
આયલને લાજ નથી.પીયુ લેશ હો અલબેલારે.
જીરને પાયાઝાડી વસો પરદેશ હો અલબેલારે.
પતળ પર મીન હો અલબેલારે.
અજબ ધાટનો કાંહુંનીશદિન હો અલબેલારે.
અગનિ રૂપ થૈ સત્ય એનવ ખંડ હો અલબેલારે.
ભજન મૂકિને સંત ઓહીના પંડ હો અલબેલારે.
હરફ બ્રહ્મના એક જાણિયે જાય હો અલબેલારે.
લ્હાય હો અલબેલારે.

ઝુરી ઝુરી મરૂંછું હે પ્રાણ અલબેલારે.
થવા બેઠીછે જીવતણી હાણ હો અલબેલારે.
એકવાર પધારો મમદવાર હો અલબેલારે.
અબળાપર આણી લેશ પ્યાર હો અલબેલારે.
ઠાલીનામ થયું બદલામ હો અલબેલારે.
અનેસર્યું નહીં કશું કામ હો અલબેલારે.
હવે રહેવાય નવ પળ એક હો અલબેલારે.
આવી બનીછે જીવપર છેક હો અલબેલારે.
કેમ આટલું આણ્યું અભિમાન હો અલબેલારે.
દયા કરીને કરો આમ ધ્યાન હો અલબેલારે,
હવે રસનાથી ન ઉચરાય હો અલબેલારે.
મુરાદખાંનો ધાઓ પ્રાણ જાય હો અલબેલારે.

## ૨૬ ગરબી રાગ ઉપરનો.

મારૂં જીવનું જોખમ થાય.હો લટકાળારે,
દેહ પ્રિતિની અગની ખાય હો લટકાળારે,
સુર્ય રૂપી દેખાડો મોંનુ રૂપ હો લટકાળારે.
નહીંતો પડુ જઇને કૂપ હો લટકાળારે.
સર્વે સખીઓ માણે સુખ હો લટકાળારે
મુને તમવિના અતિ દુઃખ હો લટકાળ
હે.ળી પ્રગટી છે ઉરમ્હાંય હો લ
મૌસ હાડ બળી ભસ્મ થાય
આઓ પ્રાણથી પ્યારા અ

લેશ ચુંબન કરી કરો પ્યાર હો લટકાળા રે.
નિંદ્રા આવે ન તમ ત્રિણુ લેશ હો લટકાળા રે.
બની આકુળવ્યાકુળ વેશ હો લટકાળા રે.
જેમ પતંગીયું બળે દીપ. હો લટકાળા રે.
પીયુ બળુ છું હું તે સમીપ હો લટકાળા રે.
થાકી યત્ન કરી કરી બહુ હો લટકાળા રે.
પણ વ્યર્થ ગઈ તે સહુ હો લટકાળા રે.
જરા કૃપા કરી એક વાર હો લટકાળા રે.
મુરાદખાંનું કથન રૂદે ધાર હો લટકાળા રે.

**પદ ૨૭ ઠુમરી પરતની ધુનમાં.**

( મોરી અંખીયાં ફરકન લાગી. )

પ્રેમ ભઠીયાં સુલઘન. લાગી જુદાઈ સે પ્યારે કે રાતાં સભી કટીયાં. ભઠીયાં.
જયા જલતહૈ દેહ ગલતહૈ લોહુ બહાવત આંસુમેં રે અંખીયાં. ભઠી.
પડત નાહીં યાર અડત નાહીં સુખગાઈ પ્રેમસંરે છતીયાં ભઠી.
ખા પ્યારેજીયા જાવતહૈ મુરાદખાંકી દિલસે ઉમૈદાં હટીયાં ભઠી.

**૨૮*ગજલ. પ્રેમ ભક્તિની.**

જલતા હુંમૈ, હમેશેયે દસ્તુંકો મલતા હુંમૈ.
હિજરમૈ મેંહીં હુંકે અબતક સભાલતા હુંમૈ.
હેરા મુઝે. નહિતોયે બરસે નિકલતા હુંમૈ.
ામુઝે. તોઉસ્સેભી બઢકે નિકલતાં હુંમૈ.
ાબનકે. જુદાઇસેતરે પિઘલતાં હુંમૈ.
ખરેયાર આજલ્દ જલતા હુંમૈ.

તેરીતેગેકાતીલને ઘાયલકીયાહેતબીઝુસેનહીઅબસંભલતા હુંમૈ.
તેરીઝુલ્ફે મક્કારદેખો હેજબસે. તબસેયે આંખુ કોમલતાં હુંમૈ.
આયલ બીચારેકાલેમાન કહેના. જુદાઇકીઆતીશમે પલતાહુંમૈ

ગજલોમાં પહેલી ટુકમાં જે અનુપ્રાસ હોયછે. તેની જરીતના ઠેઠ આખર ગજલ સુધી હોય છે જેમકે આગજલમાં મલતા સંભલતા જલતા પીઘલતા નીકલતા મલતા પલતા. તેમાંલતા અનુપ્રાસ છે. હાલના ગુજરાતી. નાટક કર્તાઓ એજલમાં બેબે ટુંકે જુદા જુદા અનુપ્રાસ * ને તેનુંનામ ગજલ પાડેછે. પણ તેને ગજલ કહેતા નથી· નાહક ગજલનું નામ બદનામ કરે છે માટે આ પુસ્તકમાં મેં જે બે ગજલો દાખલ કરી છે. તેવી રીતે તેના અનુ પ્રાસ જોઈએ વળી ગજલ બાર ટુકોથી વધારે અને આ· ઠ નવ ટુંકોથી ઓછી ન હોવી જોઇએ. જો બારથી વ- ધારે ને આઠથી ઓછી હોય તો તેના નામ જુદાછે. બરથી ઉપર ગજલ હોય તેને કસીદો કહેછે. અને તેનાથી એ આઠથી ઓછી હોય તેને તસબીબ કહેછે. વળી જલમાંમા શુકના પ્રેમનો એહેવાલ એટલે તેના તથા તેની જુદાઇના ગમનો મતલબ આવવો જલ બનાવવાને બહુ વિદ્યા જોઈએ છી આજના ગુજરાતી કવિયો ગજલ એ પામી અને દોહરાની પેઠે બનાવી છે. તે મુસલમાન અગર જે

મના જોવામાં આવેછે તો તેમનું દીલ બહુ ખેદ પામે છે. આ બાબત મારી અરજ છે કે ગજલની વિદ્યા શીખ્યા વગર બનાવી નાહક ગજલનું નાંમ બદલામ કરવું નહીં આ ફકત જાણવા માટે થોડું લખ્યુંછે તો મુંદની કાંકરી હાથ લાગવાથી ગાંધીવટો લઇને બેસવું તેના માટે વધારે લખું તો એક ગ્રંથ બની જાય.

## ૨૯ પદ રાગમાઢ.

ટાંડાના નાયક આવો દયા લાવીને જરા. ટેક
(હે) તનમાં મારા આગલાગીછે તારી જુદાઇથી.
વહેલા પધારો પ્રાણનાથ મુને જીવની આશ નથી. ટાંડાના
(હે) ઘેલી થઇને ફરતી ફરૂંછું. ચેન નથી જરા.
દીન દયાળ ખબર લોમારી. પ્રાણ ચાહે ગયા, ટાંડાના
(હે) જેને તેને હું ખબરો પુછુંકે કયાંછે દીનદયાળ.
તમારો પત્તોમને જડતો નથી, આવીનેલ્યો સંભાળ. ટાંડાના
' કરૂં હવે સુઝતો નથી, રસ્તો મુને તલબાર.
ગંની વિન્તિ સાંભળી આવી જાઓ લગાર. ટાંડાના

## ૩૦ ઠુમરી. ભેરવીની ધુનમાં.

કૈસે કરૂં સખી. જોગન બનબન ફીરૂંરે પીયુ.
ેઆગ જલતહું પીયુ બોલાવેન હસતરે.
ેસમાવત તનકીહડી લોહુખાવતરે પીયુ.
ં.કાહી નહીંતો રીસાવે કૈસોપ્યારોરે
ી.સુખલાગત સખીખારોરે પીયુ.

જલબલભયી મોહોરીકેજૈસી સખી. પરન આનીપીને દયારે.
જાકો પડત સખી વોહીજાનતહૈ ઔર કોઈસમે કયાભયારે. પીયુ.
પથરસેમો સખીશીશ પછાડત. બેદનાપર મોસે ભાગતરે.
મુરાદખાંકી બીન્તીપીકો સુનાસખીજલ્દીસેજાકે મનાવતરે પીયુ.

## ૩૧ ગરબી રાગ સાંભળરે મારી સુજની બેહેની રજની ક્યાં રમીઆવીજી.

જુદાઇનું તારી નામ ઉચરતાં જીભલડીમાં આગ લાગેરે.
બ્રહ્માંડ ભસ્મ બળીને થાય હોઠથી શ્વાસ જાય આગે પ્રીતમ આવોને.
પ્રેમનાં આપનું નામ સાંભળતાં વારબની દીવાનીરે.
શકતી ઝુરવાથીન રહીમુને અહીંથી તહીં જવાની. પ્રી૦
નયનોમાંથી આંસુ એવાં વહે છે જયમ ઉદધીરે,
તેના ઘોષની આવાજ શ્રાતીને યોદ્ધો તજી દે શુદ્ધી. પ્રી૦
તલ્પુછું હું દીનનીશ કે દીપની જોત હોય જેવીરે.
માછલીયો મારા હાલને પેખી ઉદકમાં થાય તેવી.
પંતીગીયા મુને દીપ બોધીને આવીને અંજાયેરે,
મૃગીણી પેઠે શોધુંછું આપને તર્શી ગ્રીષ્મમાં થાય
મુરાદખાં ઘણું કથી ન શકું હું ઉચરતાં મુખ
આટલી વિનતી શ્રાતીને ધાઓ પ્રાણ આવ્યા

## ગરબી ૩૨ રાગ

ચાલો સખી રમવાને જઇએ, પ્રાણ
પ્યારા ગળે વળગીને રહીએ,
પેહેરો તમે ચીર પચરંગી

છોગાળાની પ્રીતે ઘેલાં થઇએ, ચાલો સખી રમવાને જઈએ.

સજો સોળ શણુગાર તન ઉપર, પ્રેમ રાખી પ્યારાનું મન ઉપર,
નેત્રોમાં રાતલડી* લહીયે, ચાલો સખી રમવાને જઇએ.
કેશર અને કસ્તુરી લેજો, ફુલોનું માળીને કહેજો,
અત્તર અંગે ચોળીને જઈએ, ચાલો સખી રમવાને જઇએ.
બનીઠની ઝાંઝર ઝમકાવી, નેનોમાંથી વિજળી ચમકાવી,
પ્રીતમને ઘેલા કરી દઇએ, ચાલો સખી રમવાને જઈએ.
જઈ ફુલવાડીમાં રમવું, ભોજન પણ પ્યારા સાથે જમશું,
મધુરાની સંગત ત્યાં સહીયે, ચાલો સખી રમવાને જઇએ.
કરી રંગ રાગ અને ખુશ થૈ, પાછા આવશું ઘેર પ્રીતમ લઇ,
મુરાદખાંની વિનતી દીલે ગ્રહીયે, ચાલો સખી રમવાને જઇએ.

ગરબી ૩૩.

આવો પ્યારા મળવાને માટે, શોધું છું વાટેને ઘાટે. આવોપ્યારા.
ઘેલી થઈ તુજને હું જોઇને, વિનતી કરૂંછું હવે રોઈને,
પાગ લાગી હૈડાની સાથે, આવો પ્યારા મળવાને માટે.
કશું કામ નથી ગમતું, ચિત્ત મારૂં તારા ઉપર ભમતું,
મળ મારા સંગાથે, આવો પ્યારા મળવાને માટે.
ો વગડામાં ફરતી, નથી તારૂં નામ હું વિસરતી,
ાવતી રાતે, આવો પ્યારા મળવાને માટે.
ને આવે, તેમની સાથે રમવું નવ ફાવે,
છે ઘાતે, આવો પ્યારા મળવાને માટે.
ખવા, તોએ તુને દયા આવી ન જરા,
ે, આવો પ્યારા મળવાને માટે.

તારા વિના રમવું નથી ગમતું, કુટુંબમાં જમવું નથી ગમતું,
આવી બેસ એક ક્ષણ પાસે, આવો પ્યારા મળવાને માટે.
ફુલવાડી કાંટા જેવી દીસે, ક્યાંહાં સુધી રહેશો તમે રીસે,
જીવ મારો તારી છે સંગાથે, આવો પ્યારા મળવાને માટે.
ટળવળું તારા વિના પ્યારા, સુખ બધા લાગે છે ખારા,
હૈડું દુઃખે મુરાદખાંનું ફાટે, આવો પ્યારા મળવાને માટે.

**પદ ૩૪ રાગ. ભરદે કલાલન ભર મેરા પ્યાલા એ.**

આજકાલ કરતાં જીંદગીરે ચાલી, જાતાં ન લાગે વારરે હોજી,
માથે મરણનો ભય ઉભોછે, તેનો કરી લે વિચારે હોજી;
હરિ ભજવાની કરી લે સામગ્રી, તે થકી તરવુંછે પારરે હોજી,
ડરીડરીને મેલ ડગલાં જમીપર, માથે મૃત્યુનો છે ભારરે હોજી.
પૈસો ટકો લાવલસ્કર હોય પણ, જાતાં ન લાગે વારરે હોજી,
જનમ આપ્યો તુને ભક્તીરે કરવા, તેને ભુલ્યોશું સંભારરે હોજી;
ભણવાની જેવી નીશાળ છે અહીં, તેવું દુનિયાનુંછે દવારરે હોજી,
દિલ દઇ ભણે બાળ નિશાળમાં તો, ઉમરનો સુધરેરે કારરે હોજી.
તેવીજ રીતે અહીં આવ્યોછે તું, માટે કાયા સુધારરે હોજી,
જેમ બને તેમ કરી લે તું ભક્તી, ફોકટ ન બેશ લગાર હો[illegible]
પુન્યને પાપ તારા સાથ ત્યાં આવે, સ્વર્ગ નર્કનાં જ્યાં દ[illegible]
મુસાફરતું આ દુનિયામાં છે ભ્રાત, તે તણો સમજી[illegible]
લડાઈમાં મારખાઈ બેશે તે માણુસ, પાસે ન હો[illegible]
તેવી રીતે તારે પરલોક જાવું, ભક્તીતણો[illegible]
ભથ્થું સારી પેઠે લઇ લેતું સાથે, ત્યાં ન મ[illegible]
ભાઇને બાપ તારા સાથે ન આવે કુ[illegible]
નેકી કરી હશે તો તો સારૂં છે, ન[illegible]

પેતલ્યા પ્રાણીયા ચેતી લે જલદી, મુરાદખાં કહે તે વિચારરે હોજી;

## પદ ૩૫

ખેલ દેખોયે કુદરતકા, જહાં પેપતા નહીં મતકા- ટેક.
જલમેં મચ્છી આગસે જલતી, જલકે ખાકમેં મીલતીરે ભાઈ;
જુંજું બુઝાવે ચુંથ સુગગતી, ખાક હોવે જબ બુઝતી.

ખેલ દેખોયે કુદરતકા જહાંયે.

મનકી આતશ તનકો ખાવે, બુઝને વો નહીં પાવેરે ભાઈ;
સુલગે જુંજું ઉસ્કો બુઝાવે, રૂપરંગ સબ જાવે ખેલ દેખો.
આપ મીટાએ હરકો દેખે, સબ જા ઉસ્કો લેખેરે ભાઈ;
મકાન સેલામ કામે રહેવે, દુખન કીસીકો દેવે ખેલ.
આદમસે કહાં ખુદા જુદા હે, આદમપર નહીં ખુદા કહાવે;
આપકી હસ્તી જબ તું મીટાવે તબ સાંયાકો પાવે. ખેલ દેખો.
ભેદ ભગતીકા રસ્તા ન્યારા, ઉસ્કા નહી કુછ આરારે ભાઈ;
યે રસ્તા હૈ સબસે અટારા. પાયાજીને જીવારા. ખેલ દેખો.
પાયાં રોગર મીલના હોવે, તનમન ધન સબ ખોવેરે ભાઈ;
કો ઇશકકી આગસે ધોવે, તબ સાંયાંકો જોવે. ખેલદેખો.
જીસ્ને પાયા હરકો, ભેદન દેવે કીસીવો નરકો;
' ઉસ્ને છુપાયા, કહેનેસે ન કહાયા. ખેલદેખો૦

## પદ ૩૬ લલીત છંદ.

ગ આવિયો, અવનિના શિરેકેર લાવિયો.
ાવિયો અજબ ધાટનો કેર આવિયો.
રી, યુથ સજી સજી બેસિયા કરી.
બજબ ધાટનો કાળ આવિયો

અકલ આપની આપ શંસિયો, દિન છતાં અરે નીશમાં વશ્યા
હરિનિ ભકતીતો. ખેલ ઓધિયો. અજબધાટનો કાળ આવિયો
અવર ઊચરે સંતના ભણી, ખચિત તેહની આવિછે બણી
જરૂર નાતની બાર કાઢિયો અજબ ધાટનો કાળ આવિયો.
ભગત લોકમાં આપને કહે અભણ મૂરખો ના ચિતો લહે.
કર મુરાદખાં બાંધિ વંદિયો, અજબ ધાટનો કાળ આવિયો.




વાંચનાર સુજનોને મારી અરજ છે કે માણુસ ખતા વારછે. માટે ભુલ ચુક ક્ષમા કરશો એવી આશાછે.